શ્રી નવીન

# અશ્રુમતી નાટકનાં ગાયનો.

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રીત

## શ્રી દેશી નાટક સમાજને માટે.




રચનાર,

**મરહુમ સાક્ષર શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી.**



પ્રસિદ્ધ કરનાર,

**ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.**

**હાલમાં સુર્યપ્રકાશ થીએટર સ્ટેશનરોડ સુરત.**

**આવૃત્તિ ૧૫ મી.**









સુરત ખપાટીઆ ચકલાપર આવેલા શા. ખુ. અ. ના
ધી સુરત જૈન પ્રીંટીંગ પ્રેસમાં વીઠુલદાસ ફીકાભાઇએ છાપ્યાં.





સંવત ૧૯૭૨-સને ૧૯૧૬.

**કિમ્મત રૂ. ૦-૨-૦ (બે આના)**

# અશ્રુમતી.

## નાટકનો પ્રવેશવાર સંક્ષેપમાં સાર.

### અંક પ્હેલો.

૧—પ્રતાપ અને તેના નાના ભાઇ શુક્તસિંહ. શિકારમાં બે
તકરાર; રાજ્યગુરૂનું વચમાં પડવું. ક્રોધથી રાજ્યગુરૂ શાપ
આપઘાત કરે છે. પ્રતાપ. નાના ભાઇને દેશવટો દે છે. નાનો ભાઇ
શુક્તસિંહ બદલો લેવાની ધમકી આપી નીકળી જાય છે.

૨—પ્રતાપ અને પ્રધાન, પ્રધાન અંબરનો રાજા અને અકબરનો
સાળો માનસિંહ મેમાન તરીકે આવનાર છે એમ જાહેર
કરે છે, પ્રતાપ રાણા મુસલમાનને કન્યા દઇ વટલેલ રજપુતની
સરભરામાં રહેવાનું નાકબુલ કરી અમર કુમારને માનસિંહની
સરભરામાં રહેવા કહે છે, કુમાર આનાકાની કરે છે; પ્રતાપસિં
પરાણે મોકલે છે.

૩—માનસિંહ તથા અમર કુમાર વચ્ચે તકરાર. પ્રતાપ કુમ
સાથે સામેલ રહી માનસિંહનો તિરસ્કાર કરે છે.

૪—રાણી અને પ્રતાપ, મુગલ લશ્કર આવ્યાની ખબર, કુંવરી
અશ્રુમતીને ભિક્ષરાજ પાસે મોકલી દેવાનો હુકમ; કુંવરનું
યુદ્ધમાં વિદાયગિરી.

૫—અશ્રુમતી તથા તેની સાહેલી મલીના અને બીજી સાહેલી
હાસ્ય વિનોદમાં, દાસી ભિક્ષરાજ પાસે જવાનો હુકમ સંભળ

છે; એટલામાં શાહજાદો સલીમ શીકારે નિકળ્યો છે એમ જુમ પડે છે, મશીના નાશી જાય છે. અશ્રુમતી અને સલીમનો મેળાપ.

૬—યુદ્ધ, પ્રતાપ કેદી, શુક્તસિંહ બદલો લેવા નીકળે છે, વિકાનેરના રાજકુમાર કવિરાજ પૃથ્વિરાજ વારે છે.

૭—પ્રતાપ કેદખાનામાં; શુક્તસિંહ વેશ બદલી સિપાઇને સમજાવી પાસે જાય છે; પોતે ભાઇને ઠેકાણે કેદી થઇ ભાઇનો જીવ બચાવે છે.

---

## અંક બીજો.

૧— જંગલમાં રાણી, ભિલ્લરાજ અશ્રુમતીને લાવે છે. મા દીકરી અને ભાઇ બેનનો મેળાપ. રજપુત હાર્યાની ખબર. રાણી છોકરાંને ઉંઘાડી આપઘાત કરવાની તૈયારી કરે છે. પ્રતાપસિંહ અચાનક આવી બચાવે છે. ફરીદખાં નામે સલીમનો સરદાર સીપાઇઓ સાથે આવી કુંવરી કુંવરને ઉંઘતાં ઉપડાવી જાય છે, રાજા અને રાણી કુંવરી કુંવરના ખોળામાં.

૨—કાણીઓ દરજી અને દરજણ, દરજણને જમાલખાં સીપાઇ લઇ જાય છે.

૩—ફરીદ, માનસિંહને કુંવરી કુંવર બતાવી ફુલાય છે. માનસિંહની ખુશાલી, માનસિંહ અશ્રુમતીને ફરીદ સાથે પરણાવી પ્રતાપનું નાક કાપવું ધારે છે, બાળકો ચમકી ઉઠે છે, ફરીદ અમર કુમારને કેદ કરી માનસિંહ પાસે મોકલાવે છે, અશ્રુમતીને પ્રેમ જાહેર કરે છે. સલીમ આવી પહોંચે છે. માનસિંહને બોલાવી તપાસ શરૂ કરે છે. અકબરશાહનો એવો હુકમ છે,

એમ માનસિંહ જાહેર કરે છે. સલીમ અશ્રુમતીની સારવાર કરવાનું કામ પોતે માથે લે છે અને દરજણને હિંદુ જાણી અશ્રુમતીની ખીજમતમાં રાખે છે.

૪—જંગલમાં બેહાલ હાલતમાં પ્રતાપ, રાણી અને નાના કુંવરો રોટલાની ખેંચાખેંચ, દેશ છોડી જવાનો વિચાર, ભામાશાહ અને શુરવીરોનું આવી પહોંચવું. ભામાશાહ પોતાની બાર વરસ સુધી પચીસ હજાર માણસનું ભરણ પોષણ થાય એટલી દોલત અર્પણ કરે છે. પૃથ્વિરાજનો હિમ્મત ન હારવાનો પત્ર મળે છે. નશીબની વિચીત્રતા.

૫—ફરીદ અમરકુમારને લશ્કર સંબધી બાતમી મેળવવા પુછે છે કુમાર ઉડાવે છે.

૬—દરજી, મીયાં જમાલ, દરજી બંધાય છે: યુક્તિ રચી જમાલને હાથે છુટો થાય છે, સીપાઇ અને અમલદારની મારામાર બેની લડાઇમાં ત્રીજાનું ફાવવું પરનારી યારનાં મ્હો કાળાં.

૭—ફરીદનો પોતે અશ્રુમતી પરણે એટલા સારૂ રચેલો ફરેબ અશ્રુમતી દગાખોર છે એમ ઠસાવી સલીમ અને અશ્રુમતી વચ્ચે અણબનાવ કરાવવાની પેરવી. પૃથિરાજની અશ્રુમતી છુટી કરવા માગણી. સલીમનો વધતો જતો વ્હેમ. મલીના અશ્રુમતી અને દરજણ.

૮—મલીના અને પૃથિરાજ, અશ્રુમતીને કોઇ રજપૂત વેરે પરણાવી દઇ સલીમ સાથેનો સંબંધ તોડવાનો વિચાર.

૯—શુક્તસિંહ અને પૃથિરાજ અશ્રુમતીને પરણાવી દેવાની પેરવીમાં શુક્તસિંહ આનાકાનીએ પૃથિરાજને અશ્રુમતીને મળવાની હા પડાવે છે. ફરીદની ઉંચ સલાહ.

૧૦-માનસિંહ અને અમર કુમાર, અમર કુમાર પાસે સલીમને અશ્રુમતીનું કન્યાદાન દેવડાવી પ્રતાપનું નાક કાપવાનો ઠરાવ. છેવટ અમરની આંખો ફોડીને પણ એ વિચાર અમલમાં લાવવાની યોજના. માનસિંહને શુકતસિંહને હાથે સજા. અમરને જોગી વેશે નસાડવો.

૧૧-બાદશાહ અકબરની કચેરી. અકબર બાદશાહની દાનાઇ.

---

## અંક ત્રીજો.

૧—અશ્રુમતી, પૃથિરાજનું રૂપ જોઇ ચકિત થવું. પ્રતાપરાણાના સમાચાર કહેવા; સલીમ આવી પહોંચે છે વ્હેમ; પૃથિરાજને કેદ.

૨—દરજી, દરજણ કમાલ તથા જમાલ, દરજણને ફરી લઇ જાય છે.

૩—પૃથિરાજ કેદમાં, મલીના આશાભંગ થાય છે. ફરીદા પૃથિરાજને ફસાવવા પ્રેમપાત્ર અશ્રુમતી ઉપર લખાવે છે, દરજણ મારફતે મોકલવા સુચના કરે છે.

૪—શુકતસિંહ, અશ્રુમતીને સલીમ સાથેનો સંબંધ તોડાવા સમજાવે છે. કુમારીનો દૃઢ નિશ્ચય. છેવટે વાત છુપાવવા અને લગન અઠવાડીઉં રોકાવવાની કબુલાતે કુમારી શુકતકાકાને વચન આપે છે. સલીમ લગન માટે તેડવા આવે છે; કુમારી જવાબ વાળી શકતી નથી. રોતી રોતી જતી રહે છે. ફરીદ, દરજણને પક્ષમાં લઇ કાગળ ઉઘાડો પાડે છે અને સલીમને ભંભેરી ભૂત કરે છે.

૫—જમાલ, કાણીઓ; અમર જોગી વેશે, દરજણ વશ કરવાનો ટુચકો અજમાવે જે. મીયા તરવાર મારવા તૈયાર થાય છે, દરજીનું માથું વાઢી લાવવાની કબુલાત, જોગી અમરની તદબીર.

૬—શુકતસિંહ અને પૃથિરાજ અશ્રુમતીને એકાએક ઉપાડી જવાની સલીમને ફરીદ અશ્રુમતી; મલીના સલીમ અશ્રુમતીને મારે છે ધા છટકી જવાથી અશ્રુમતી બચી જાય છે મલીના તથા દરજણ મારફતે ફરીદનું પોગળ જાહેર પડે છે. સલીમ, ફરીદને મારે છે; શુકતસિંહ અશ્રુમતીને પ્રતાપ પાસે લઇ જાય છે. અને સલીમ, મલીના તથા પૃથિરાજનો હાથ મેળાપ કરે છે.

૭—રાણી અને પ્રતાપ અશ્રૂમતીથી મેળાપ, સલીમ સાથે પ્રેમની વાત જાહેર પડવી; અશ્રુમતીને જોગણ બનાવે છે.

૮—દરજી, જોગી; પથારીમાં પુતળું ગોઠવવું દરજણ માથું વાઢે છે, મીયાં દરજણનું નાક કાપે છે. કુટણી દરજણ મીયાંને માથે દરજીને મારવાનું તહોમત મુકી પકડાવે છે.

૯—જોગણ અને સલીમ; છેલ્લે છુટા છેડા પશ્ચાતાપ.

૧૦—કચેરીમાં દરજણના મુકરદમાની તપાસ; પાપીઓને સજા. જોગી અમર ઓળખાણ અને મેળાપ-છેવટનો આનંદઃ—



# સોખીનોને ખુશ ખબર.



હમારે ત્યાં દરેક જાતનું રેશમી તથા સુતરાઉ કાપડ તેમજ દરેક જાતનું જરી કામ જેવો કે જીકની ફીટ તથા સલમાની ફીટ તથા દરેક જાતનું ભરતકામ વીગેરે હમારે ત્યાંથી મળશે તથા મખમલના પટા તથા ભરતકામનું રેશમ તથા દોરો ટોપી પણ છાપી આપવામાં આવશે તથા ફેન્સી સાંબેલાનાં ડ્રેસો તથા તેને લગતો દરેક સાજ ભાડેથી મળશે.

## ચાલુ જમાનાની નવી ફેસન.

લે છે રોકડા દામ, કરે છે મંન પ્રસંન કામ,
છે મોટા મંદીર મુકામ, મોટું મેળવ્યું છે નામ.

હમારે ત્યાં અપ ટુ ડેટ ફેશનના પોલકા તથા ફરાક સીવી આપવામાં આવશે તથા ફેશનને લગતો દરેક સાજ હમારે ત્યાંથી કીફાયત ભાવેથી મળશે.

શા. વીરચંદ નાનચંદ

ઠા. મોટામંદીર સુરત.



## મુખ્ય પાત્રો.

સુત્રધાર

નટી.

### પુરૂષપાત્ર.

પ્રતાપસિંહ.........મેવાડનો સૂર્યવંશી રાણો.

સુક્તસિંહ.........પ્રતાપનો નાનો ભાઇ.

અમર કુમાર......પ્રતાપનો પૂત્ર.

માનસિંહ.........અંબરનો રાજા.

સલીમ.........શાહજાદો.

ફરીદ.........એક વટલેલ રજપુત મુગલ અમલદાર.

પૃથ્વીરાજ.........વીકાનેરનો રાજકુમાર.

ઝાલોરાણો.........શનાંગઢનો રાણો.

ભામાશાહ.........પ્રધાન ( પ્રતાપનો )

જમાલ
કત્લખાં } મોગલ સીપાઇ.

કમાલ.........મુગલ સરદાર.

દરજી.........કાણો દરજી

ગંગ.........રાજકવી.

### સ્રી પાત્ર.

રાણી.........પ્રતાપની રાણી.

અશ્રુમતી......મેવાડના રાણા પ્રતાપની પૂત્રી.

મલીના.........અશ્રુમતીની સાહેલી.

દરજણ.........એક દરજીની છટકેલ સ્રી.



॥ श्री शंखेश्वर पार्श्वनाथाय नमः ॥

# શ્રી

# અશ્રુમતી નાટકનાં ગાયનો.

## મંગળાચરણ.

હે દાતા તું સુખકાર—છે જગપતિ ગતિ અપાર
નવ પ્રાણી પામે પાર–હે૦—
વિશ્વરંગ ભૂમિ પર સ્વામી, સુત્રધારની પદવી પામી,
જનનટ નચવી થનગન થનગન;
કરતા જય જયકાર—
બ્રહ્મ કહો બુદ્ધ કહો રામ કે રહેમાન કહો;
શુદ્ધ ચિદાનંદ સ્વરૂપ, શાન્તિનાથ ચિત્ત રહો.

**નટી**—

ધન્ય ! ધન્ય ! શૂરવીર નરવર તે પ્રતાપ.
રાખી ટેક અને નેક દાખવ્યો પુરો પ્રતાપ—ધ૦
ભરતભુમિ શીરમણી કુળ તણી લાજ ધરી—ધ૦
જાત સુખ જેણે તજી રાખ્યાં રૂડાં નામ;
પર ઉપગારી પુરૂષને લાખોવાર પ્રણામ,
રાજકાજને સમાજ, લોક લાજ, સુખસાજ;
જાણી દિલ્લ દેશદાઝ ધર્મ કાજ કીધા ત્યાજ.
સહ્યા સંતાપ, રાણા પ્રતાપ. જય ! જય ! જય !–ધ૦

પ્રતાપ— ૧

જા સુખે બદલો લેજે, કરવાનું ભલે કરી લેજેરે—જા૦

શુકત-બહુ ગર્વ ધરી શું બોલે, ગર્વે ગર્ધવની તોલેરે—બહુ૦

પ્રતાપ-ભાળી કુતરા ઘણા ભસંતા હાથી નાસી જાશે

કયાં ગજરાજા ને કયાં ચાંચણુ, સેહેજે ચોળાઈ જાશે-જા૦

શુકત-ચાંચણુ કાનેથી પેશીને હાથી નાંખે ઉંધો;

ગળ્યો ગર્વ રાજા રાવણનો સમજણ મારગ સુધો—

પ્રતાપ-બસ...........ચુપ...........જા૦

અમર— ૨

ના ના નાહું નહિં જાશું બાપુ નીચ પ્રસંગે નીચ ન થાશું

પ્રતાપ-હઠ તજી દે કુમાર—વિશેષ મુકી વિચાર—નાના૦

અમર-કાજળની કાળાશ લાગતાં, ધોળું છતાં પણ કાળુ બને

પ્રતાપ-ધારી ધર્મ મેમાન તરફનો, જીવ કચવાતાં જાવું પડે

ઝટપટ જા જા.

અમર-...............ખાલી ફાંફાં.

પ્રતાપ-... ...........ગાંડો ના થા જા જા જા

અમર— ૩

જેણે ધર્મ તજ્યો પોતાનો તે મુર્ખ વગર જોટાનોરે—

પરમ ધરમ તણા મરમને મુકી દઈ, વગર વિચારે વટલાય

અરે એ લાભે ઉંઠો લ્હાય—તે મુર્ખ૦

એક ટેક શીરશાટે, મુકવો તે શાને માટે પામર પુરૂષ પલટાય

અરે નરભવમેં હારી જાય—

**અમર—પ્રતાપ—** ૪

ચુપ ચુપ રે ચંડાળ કહી વળે શું કંગાળ

**માન**—કાગડાઓ કોઈ કાળ હંસના નથી થનાર

**બન્ને**—સાચા ક્ષત્રી સિંહબાળ, થાય શું કદી શીયાળ

**માન**—કાપો છો બેઠાની ડાળ સિંહ સામે ભરી ફાળ

**બન્ને**—ઓ મુગલ ગુલામ; મ્હોઢે કર લગામ

**માન**—નથી સાર

**બન્ને**—..........જા ગમાર

**માન**—..............થાશો ઠાર

**બન્ને**—..............હઠ—ચુપ૦

**રાણી**— ૫

રસીયા સફળ સંસાર કરીએ આનંદે અપાર મારાં હૈયાં કેરા હાર

વસીયા હૃદયમાં વ્હાલાજી સુખે કેળવો શૃંગાર—મારા

કોડીલા, ભરથાર

**પ્રતાપ**—વ્હાલી છે સંસાર અસાર-

દુઃખીને દુઃખમાં ના શોભે શાણી રાગને રંગ

પ્રિયા આ છે જુદો પ્રસંગ—

**રાણી**—ભોજન કરોને ભાવતાં વળી પ્રેમ આલિંગન,

જાવું નાથજી જોબન—

મિઠિ સુગંધી ગુલાબની જે સુંઘી તેજ સાર

પળમાં થશે ખુવાર—

**પ્રતાપ—** ૬

નથી સુખ સુંદરી સદાકાળ કોઈનું નમ્યું અને નમનાર,
ચઢી દશાના ચાકડે પ્રાણી માત્ર છે પાછા ભુમી પાડનાર—
ખીલ્યું જે ખુબ દીસે એકદી ખરનાર ખરે;
ધર્યો છે જન્મ જેણે ક્યાં દશાથી નાશીને ફરે—
રાતો રવિ રંગે રહે ઉગતાને અસ્ત થતાં,
સદા સમભાવ રાખી સજ્જનો ચિત રાચી રહેતા.

**રાણી—** ૭

શુરવીર બનજે તું બાપુ રણમાં

**અમર**—માતું લગીર ડરીશ નહિં મનમાં—
રમણ ભમણ કરૂં, દિલમાં ન જરી ડરૂં,
ઠાર દુશમન કરૂં, માજી ક્ષણમાં—માતુ૦
સિંહણીનું સ્તનપાન દીપાવવાનો દીન આ,
જનમ સફળ કરવાનો છે સમય આ—

**રાણી**—બહાદુર બેટાને અરપણ રણમાળ આ,
જાળવજે પ્રાણાધાર! મારૂં તન ધન આ.

**અમર**—હાર એક રાખે ટેક અને નેક.

**રાણી**—હે દયાળ! મારા બાળને સંભાળ-બચુ૦-શુરવીર૦

**અશ્રમતી—સાહેલી—** ૮

શું નટવર વસંત થેઈ થેઈ નાચી રહ્યો
નાચી રહ્યો જગ નચાવી રહ્યો-શું૦

કોયલ મધુર મુરલી બને છેડે નટવર કાન
વિરહ ઘેલી ગોપી ગણું તજી નિકળી અભિમાન
રસિઆ વિનાની બની બાળાઓ બ્હાવરી
વેણું વસંત ચિત્ત વિંધી ગયો–શું૦
શીતળ સુખકર પવનની લ્હેર ઘુમે ચોપાસ,
જાણું રાધા કૃષ્ણુજી રાસ રમે છે ખાસ.
વિધ વિધ પંખીના વેણુ ઘુઘરી ઘમકેરે,
મહિં મહિં મેનાના નાદ ઝાંઝર ઝમકેરે––
નવ પલ્લવ વાઘો ધરી પચરંગી શીર પાઘ,
ફાગ લાગ સાધી રમે મદનરાજ મહાભાગ્ય.
લ્હેરી લાલાથી રમે લલનાઓ લાડમાં
પ્રીતિ ગુલાલ લાલ છાઇ ગયો—

**સાહેલી—અશ્રુમની— ૯**

જપતી પ્રીતમની જપમાળ જુવતી જો અલબેલી
જોબન રસ રંગે જોની આ બની ઘેલી
વ્યાકુળ વૃક્ષના વિણુ વ્હાલી વેલી—
તન મનમાં વ્યાપી રહ્યો જોબન વસંત જંગ
રસભોગી–રસીઆ વીના રમશો કયાં રસ રંગ ?
જાણ્યું ન જડીઓ કોઈ રસીઓ રંગીલો—
ચપ ચપ કરતી લેતી જાતું ચળેલી—વ્યા૦–
પેટ દુખે શીર કુટતા સંકટ બા ન સમાય
બળતાને બાળી સખી હૈડે શું હરખાય.
આહા ! અકળાએ શાને છેલ છબીલી–વ્યા૦

અલીમ ૧૦

ચિત ચોરી એ ચાલી, ચાલીએ.
ચટક છટકતી ચાલ ચાલતી શરમાતી જાતી મદમાતી;
જરી ગભરાતી ને શંકાતી પ્રમદા મંડળમાં પંકાતી.
ચપળ ચક્ષુથી અમૃત પાતી મદન તણા ગુણ ગાતી ગાતી
"જતીજ રહી"—ચિત૦

પ્રતાપ— ૧૧

પ્રભુ દશા તુ પ્રાણીને શીશી બતાવે–બહુ બહુ નચાવે
નરનાથને પળવારમાં તું ભીખ મગાવે–બહુ બહુ રીબાવે
કમળ કોષમાં કેદ પુરાયો જોષ જુઓ ભમરો ધરી આશા
સુર્ય ઉદય થશે બંધન છુટશે, રંગે રમીશું થઈ મદમાતા
હા ગઈ આશા–હા જુઓ દશા,
કમળ નાળને છેદીને છુંદતો હાથી ઝડપથી હા—

પ્રતાપ— ૧૨

ઓ ભાઈ ભાઈ કીધી નવાઈ–ઓ૦
શુકત—બજાવ્યો મેં ભાઇ ભાઈનો ધર્મ
પ્રતાપ—આ છે સગાઇનો પરમ મર્મ–ઓ૦
બદલો ખરેખર તે લીધ
ડંકો તે દેશમાંહી દીધ—ઓ૦

# અંક બીજો.

રાણી— ૧૩

મનમોહન ક્યાં મળે હાં મન મોહનરે—
મનહરલાલા ગુણમણિ માળા,
લાગી રહી રાત દીવસ ભનક ભનકરે
તજ વિરહતાપ થકી તણુખ તણુખરે—
નયનની શી છટા મદનની એ લતા,
ચિત્ત થયું ચતુર કાજ ચમક ચમકરે—

રાણી— ૧૪

હાંહાં ગયા, ગયા, પ્યારા મારા.
જીવી જીવીને હું શું કરૂં, રીબીને રીબીને ખાલી મરૂં
મ્હોતથી મ્હોતથી નાના ડરૂં, ખુશીથી અરપણ જીવ કરૂં,
જીવતજી જીવજાન પાસે જઉં સ્નેહ સલુણાની નામ સ્મરૂં હું
પ્રેમ પામે ગણુતીમાં બીજું શું જીવ જજે ત્યાં વ્હાલા વસે જ્યાં
પ્રતાપ—હાંહાં વ્હાલા વ્હેલી થતીમાં.
પ્રાણુ પ્રિયા તુજ સેવામાંહી હાજર ઉભો છે મનહરણી;
રાણી—અહાહા આહાહા મધુરી વાણી ક્યાંથી પાછી આવી પડતી

પ્રતાપ—પ્રાણ પ્રિયા-
રાણી—હાં રસીયા
બન્ને—પ્રભુ મ્હેરે ફરી મળીઆં—

રાણી— ૧૫

આશ ગઈ પ્રિય પ્રાણુ હવે શું કાયા નભનારી
વચ્છ વિખુટી ગાય અરેરે-ઝુરી ઝુરી મરનારી-
બાળક મારા ટળવળી મરશે, લાડકવાયાં હાય શું કરશે ?
કોણુ મનોરથ પુરણુ કરશે, શુધ બુધ હરનારી-

પ્રતાપ....રડતી રહેને પ્રાણથી પ્યારી, બાળક લાવું હજુર તારી
ધીરજ રણધીરા રજપુતની સંકટમાંહી ન હઠનારી

રાણી—જાઓને વ્હાલા લાવોને વ્હેલા;
ખોળા હું પાથરી, માગું પાયે પડી;
લાવોની લાવોની લાડકાં લાલ

પ્રતાપ—લાવું છું લાવું છું જો તતકાળ-

જમાલ— ૧૬

કયા ખુદ બે ખુદ હે પરી,

કાણીઓ—"તેરે બાપકી હે"

જમાલ—અયે નૌજની

કાણી—"હા છે નાગની કાટેબી—કયાં૦

જમાલ—મશહુર ખડી હે હુર

કાણી—એશ મકબક કરતા બુડ

જમાલ—મ્હોબત કરનાર મજુર. કયાં૦

કાણી—દુર હઠ રે મીયાં મજુર

જમાલ—ચુપ કર કાના લંગુર

કાણી—"ભુલ્યો ભાઈસાબ, મારશો નહિ"-રાંડ ખશી જાને-

અમર—અશ્રુ— ૧૭

અરર અરર અરર અરર આવી ચઢયાં હાય કયાંય—

મ્હેલ આપણો આ ન્હોય, દેશ આપણો ન હોય.

સાથી સંબંધી ન કોય—અરર૦

કાળ આ ઉભો છે કોણ, દૈત્યનો દીસે છે ડોળ.

ફરીદ—" ડર નહિં મારા જાન તમે મારા જીગરના હીરા માણેક છો

બન્ને—દુર ક્રૂર પાપી કોળ—અરર૦

૧૮

અશ્રુ—દેખ્યા ભાઇ દુઃખના દા'ડા હો—દેખ્યા૦

બન્ને—માતાના ખોળે હતાં સુખેથી માલતાં—

અમર—લખ્યા આવા દુઃખના દા'ડા બેન—લખ્યા૦

નશીબના ચકડોળે ચડીને નાચતાં-

અશ્રુ—સાથે રમ્યાં સાથે જમ્યાં સાથે હર્યાં સાથે ફર્યાં;

અમર—આવી અચાનક આપદા, કરમે કુડાં જુદાં કર્યાં-

કરમે લખી જુદાઈ તે સંજોગ શી રીતે બને.

અશ્રુ—સુતાં હતાં સુખ સેજમાં તે આજ અધવચ ટળવળે,

અમર—જમતાં હતાં ઘી ખાંડથી તે આજ ભુખ અડબડે.

અશ્રુ—ચકતાં જડેલાં જયાં કડાં ત્યાં આજ બેડી ખડખડે-

૧૯

સલીમ—આવો કુમકુમને પગલે.

અશ્રુ—આવીજી ડગલે ડગલે,

સલીમ—સુખ શાન્તિ વ્યાપી સઘળે,

ફરીદ—રોઉં હું ઢગલે ઢગલે—
સલીમ—બ્હીશો નહિ જરીએ બાળા,
ફરીદ—વાહ! શા ચલવે છે ચાળા—આ૦
અશ્રુ—પારસમણી પડખે પેઠી, બીક સઘળી હેઠી બેઠી—
ફરીદ—ચીર્યું જો જો ચંડાળે, ભોગવીયું આ ભુપાળે—
મુકું હું હાથ કપાળે—

૨૦

પ્રતાપ—શું માયા અજબ હરીની નહિં નિત્ય નુશે મોટાઈ,
નથી ખબર એક ઘડીની નર પામર રહે પસ્તાઈ—
કાળે ચોપટ બાજી બીછાવી,
માંડી જીવ સોગઠીઓ લાવી,
દે દુઃખ સુખ પાસે ખેલાવી.
નરવાનર ખાલી ભટકી મરે હુંપદમાં મરડાઇ—

૨૧

છોકરા—મા ભુખ થકી હા હાય નથી રહેવાતું
આ દુઃખ હવે તો નથી નથી સહેવાતું;
માડી તું જોને પેટ માંહી કંઈ થાયે,
અંધારાં આંખે વળે બાપુ ન ભળાયે—
કેમ બાપુ બોલવું બંધ કરીને બેઠા,
મા ચક્કર આવે પડ્યાં પડયાં ઓ હેઠાં,

પ્રતાપ— ૨૨

મરે ભુખ્યે ભાવે મૃગપતિ કદિ ના તૃણ ચરે,
તપે તાપે તોયે ભુજંગ ન સુગંધી પરહરે

પ્રતાપી રાણાજી વિપત સહી ના ધર્મ વિસરે
સદા તેથી તારી દુશમન મુખે કીરતિ ઉચરે—
નથી કોઈની લક્ષ્મી મરણ વખતે સાથ મળતી;
નથી વાડી લાડી મરણ સમયે સાથ ફતીર;
રહે રાણા નિત્યે મરણ પછીથી એક કીરતિ
પ્રતાપી તે તો તું પુરણ કરતા પાય પડતી—

૨૩

રે નશીબ તું અજબ ને ગજબ કરે કામ;
તને સો સોવાર સલામ—રે૦
કરે રંક પળે વળી રાય ક્ષણે-મરતા મુકી દામ તમામ—
ોહા ોહા ોહા ોહા, થઈ લીલા લ્હેર અપાર,
સમતાજ ફળી, સંપત્તિ મળી
રીઝયા જગના સરદાર—રે૦

અમર— ૨૪

માર ભલે માર લે ભસે શું વાર વાર,
અરે ઓ ગમાર બાપડા કંગાલ પ્રભુ તારનાર;
મેરૂ મહીધર નહીં ડગે ડગે નહીં શુરા નમે કોઈ કાળે
ફરીદ—ચુપ૦——માર૦——

જમાલ— ૨૫

વગહીર ખુલા તસવીર નજર આતીહે,
માશુક તુહી બુલબુલ મુજે ભાતી હે—
તેરે ગાલ ગુલાબી નેન અજબ કાતી હે;

તેરી પતલી કમર જેસી કમાન મીલ જાતી હે.
હુશ્નોપે' તેરે મેં ભવર કમર બીલહારા
તેરી નાજુક અદાને મુંજે જાનસે' મારા—
તેરી આંખ ચમકતી રાતદીન દો તારા,
તેને મારા ચશ્મ સમશીર ખેંચ દો' ધારા

**જમાલ—** ૨૬

જારે નાકારે ભઠીઆરે જુતી આગે ધરને વાલે;
જારે રોટીકે પકાને વાલે, સુક્કા ટુકડા ખાને વાલે;
હુક્કા તાજા કરને વાલે, ઓરતકુ સમજાને વાલે—

**જમાલ**-મ્હેતન દેખો હમને કીયા મીયાં મ્હોબત મ્હાતા હય

**કમાલ**—શાહજાદાકા ખાના કયઉજી ભઠીઆરા પા જાતાહે-

**દરજી**—તમને અંબામાના સમ, જો જો કરતા ભડમ
તુરક તુરત બુદ્ધિ તં, જો જો મુક્કી મારો ધં—

**જમાલ**—કયા હમ તુમસે હે કયઉં કમ

**કમાલ**—આજા આગે એક કદમ

**દરજી**—હાં હાં મીયાં? હાં હાં મીયાં? કજીઆ તુમકા મેં નીકાલુ

**દરજી—** ૨૭

આવજો મીયાં સાહેબ છે સલામ;
કહાવજો 'અમારા સરખું' કંઇ કામ.

**કમાલ-જમાલ**-"છોડએ ક ને છોડએ કાને" હાં હાં હાં હાં

**દરજી**—"મીયાં દેખો મ્હોબતનાં છે આવાં રૂડાં કામ.
પારકી બાયડી પડાવીએ તો મ્હોડાં થાએ શ્યામ"

હાં હાં હાં હાં હાં હાં——-આ૦
બાપુડી પાછી આવ્યેથી હૃદય થયું રળીઆત,
કૃ૦ જ૦-"કાના કાકા સુનીયે સુનીયે એક જરાસી બાત"
દરજી—એ ચુપ એ ચુપ-ચાલ વ્હાલી ચાલ-
સલીમ અશ્રુ— ૨૮
આવો આવો ચતુર સુજાણ ધીરે ધીરે—
આવીજી (૪) કરતાતા શું દીલોજાન-શાહજાદા—
શાહજાદો પણ ગૌરવદનનો ગોરી થયો છું ગુલામ;
પ્રેમ રાજ્યમાં પદવી પ્રિયા નહિ;
અરે ગુણીયલ હું તારી ગુલામ-હાથ બીજે હરામ.
હું સલુણી તું શ્યામ-આવો૦
સલીમ અશ્રુ— ૨૯
ક્યાં ખસીયા રસીયા મન વસીયા મારા રંગીલા
"આ શું કુરે છે ?-ના નહિં જાવા દઉં"
શીદ ઘેલી મન ગભરાએરે--તમે જાતા ના
"જાઉં છું પણ જીવ અહિં છે"
જીવ વિણ કાયા તે જાએરે--મને ઠગતાના
બોલે બાંધી લ્યો બાળારે—અરે વાહ અરે વાહ
"મારી રંગીલી-જાઓ કોઈ બીજી ઉંધું સમજી"
મારૂં નામ કહી તમે દેતા ના—
"રસીલી આમ રીસાઇએ"
"ત્યારે શું વિરહે રીબાઇએ"

એક પળ તે વિરહમાં
પળ તો કહેવાની, આપોજો કોલ "
" જો એક ઘડીમાં ના આવું તો લે આ કોલ "
વાલમજી વ્હેલા વળજોરે-તમે મ્હીતા ના—

અશ્રુ— ૩૦

મારા હૈયા કેરા હાર નજર ક્યાં આવશેરે—
મારા નાજુક શુકની ભાળ અરે કોઈ લાવશેરે—
લલિત વચનની લ્હે એક લાગી સુંદર વરણુથી પ્રીતિ જાગી,
ચતુર સુજાણુથી મેળવી વિયોગ વળાવશેરે—
માગ્યાં મુક્તાફળ પણુ આપીશ દેવ ગણી દીલ પિંજર સ્થાપીશ
કનક કાયનું પિંજર કરશું, હાવભાવ રત્નેથી જડશું.
પોપટ પગલાં પલક કરો રસ ભાવશેરે—

મલીના— ૩૧

સંભારૂં પ્રીય મુરતી જ્યાં હૃદયમાં જવાળા ઉઠે લાગલી
અશ્રુનું વળી ચિત્ત ચિત્ર નિરખી આજે છળી ડાગળી
ખોળું પ્રેમપ્રવાહ શાન્તિ કરવા હું પ્રેમની માછલી.

પૃથિરાજ—આવે પ્રેમપ્રવાહ પ્યારી મલીના તારી કને ઉછળી
મલીના—આવો આવો મારા રસીલા સુજાણુ
પ્યારી છું હું તમારી.
પૃથિરાજ—વાહ વાહ વા પ્રેમ ક્યારી—
મલીના—પ્રેમ વક્ષ પ્રીતમજી પુઠ? હું ફરતી છું ક્યારી,
પૃથિરાજ—કોમળ ક્યારી ને આધારે પીતાં પ્રીતિવારી

મલીના—રંગીલા રસઘેલા,
પૃથરાજ—રસવેલી–તું રસીલી આવે૦
મલીના— ૩૨
ામઠી પ્રીતીની પ્યાલી હાથમાં ઝાલી, બાથમાં ઘાલી નાથને
પાવીરે

પ્રીત બજારે પ્રેમદા ઉભી સોદા કાજ;
સોદાગર શાણા વિના લેવાવી છે લાજ.
શાખબંધી શોધી ખરે ઠોકારૂં હાથ,
બેલ સમા બણુચક તણો સ્વપ્ને ન હોજો સંગાથ.
મલીના— ૩૩
વ્હાલા વાત કરોછો શીદ વરણીરે;
પૃથિરાજ—વાહ ચતુરા ચંપક વરણીરે;
આતુર સુણવા શાણી વાણી
મલીના—પ્રાણધાર સુંદર મનહર
પૃથિરાજ—તાલાવેલી લાગી સુણતા મધુર વચનની મુરલી,
પલીના—પ્રીત ગાંઠ ગંઠાઈ પરસપર પ્રીતમ
પૃથિરાજ—પ્યારી—હાં

અમર— ૩૪
કરે અભિમાન જે હેવાન ધરી ગુમાન
સહી અપમાન તે નાદાન ખમે નુકસાન–
મળ્યું બહુ ધન રૂપાળું બદન કે વિદ્યા પ્રસન્ન

કર્યો પરમાર્થ તો તો જાણુ મળ્યું એ પ્રમાણુ
મધુ સંચય કરી મરી રહ્યો મદમાં ભમર અજાણુ
ના દીધું ના ભોગવ્યું નાહક ખોયો પ્રાણુ.
દીધું હાથે રહે સાથે તે સાચું સમજ
મળ્યો જમરાય તો તો હાય પડ્યું અભિમાન–
ગાજ્યું વાદળ જળ ભર્યું વરસ્યું ન કોઇને સુખ
પવન ઝપાટે ઉડીયું ભાગી ન કોઇની ભુખ–

અમર—શુક્તસિંહ— ૩૫

સ્હાય થાય કિરતાર નિરાધારને
પાપી પ્રાણી ભલે ભુલતા આભારને
પરોપકારી અવતાર કિરતારના
કાકા આપ ગુણની કરૂં ગણના
જોગી વેશ ધરી બાપુ તું ઝટ જા
ધન્ય ધન્ય ધીરવીર તુંજ દ્રઢતા
મુરખ મુંઝાઇ મરે નેકી ટેકી થકી ટળે
ઉતાવળે આંબા ફળે–સમતાએ સર્વ મળે–
પુણ્ય રત્ન ને પાપ કાંકરા પુણ્ય–આમ્ર ને પાપ આકડા
રત્ન દઇ લે કાચ રાંકડા–આમ્ર છેડી મુઢ વાવે આકડા
કાકા ઘણી મ્હેર કરી—બેટા જા..........................

# અંક ત્રીજો.

અશ્રુ— ૩૬

હું :તો ભુલી ચાલી શુધ્ધને શાનરે–પ્રાણ આવો.
પ્રીય પ્રાણ ધો જીવીત દાનરે—પ્રાણ૦
દરશન દઈ દિલહર તમે, બનાવી છે બેહાલ,
પત રાખો પ્રિયતમ તમે લલિત મનોહર લાલ;
સુતાં ઉઠતાં બેસતાં ભાળું સુંદર સ્યામ,
રાત દિવસ હૃદયે રમે રસીયા કોટી કામ;
ગુણના નિધાન પ્રીતિ પકવાન, ધરૂં ચિત ધ્યાનરે—

સલીમ અશ્રુ— ૩૭

સુંદરી સફળ કીધો આજે આ સંસાર
પામ્તો પદમણી પ્યાર સાગરનો પાર.
નાથજી નાવ તમે તારૂણીને તારનાર
શાણી રાણી તમે સુકાન ચલાવનાર
વ્હારે વાહ ! વ્હારે વાહ—
કામિની કીધી કીરતારે કર આપવા
આજ રાજ શિરતાજ કરી સ્થાપવા
દાસ હું તો દિલદાર—વ્હારે૦—
જાણીયે જરૂર જગ જયજયકાર

કાણીઓ ૩૮

ઓ મારી રંગીલી દરજણ, છબીલી દરજણ, દરજણ
ગુલાબનો ગોટોરે, તારો જગમાં જડે ના જોટો–
ખવરાવું પીવરાવું હાથમાં નચાવું–વાળે તું રખે ગડબડગોટો
લાહી લુહીને પરણ્યો પરાણે, મનથી હું માતબર મોટો
દરજણ—એ મારે તો જોઇશે શીરો પુરીને સાથે સાત
વાના હુંઅં.

કાણીઓ—અરે અહિં તો મળશે રોટલો ને ડુંગળી શીરો
પુરી તો નાણુંના ટાણું હુંઅં.

દરજણ-- ૩૯

ચાલ ચાલરે મારા રંગ રસિયા,
ઉભા વેચું એવા સો કાણીયા--
ગંધાતી ગોળીનાં પાણી કોણ પીએ,
હું તો ચંબુની પીનારીરે--
એની ગાભાની ગોદડીમાં કોણ સુશે,
હું તો પલંગની સુનારીરે--
હવે રોટલો ને ડુંગળી ભુત ખાએ,
હું તો હલવા જલેબી જમનારી--
મારૂં મન મોહ્યું રે મીયાં કમાલથી

કમાલ--ચલીયે બીબી ચલીયે બીબી

દરજણ--ચલીયે——ચાલ૦—

મલીના ૪૦

અંધારૂં સઘળે દીસે જગતમાં અંધારૂં આ અંતરે,
દીવો લઈ ફરૂં ખોળતી હૃદયનો દીવો પૃથિરાજ જે
આ વાયુ મુજ હાથના દીપકને બુઝાવી ચાલ્યો જતો,
રે ચિન્તે ચમકી રહેલ દીવડા જોજે રખે ગુલ થતો—

મલીના— ૪૧

ક્યાં ચાલ્યા પ્યારા મારા,
ઓ પ્યારા શું ન્યારા થવાના આવ્યા વારા—ક્યાં૦
મટી અમારા, તમે શું ઠગારા થશોજી ધુતારા—ક્યાં૦
કોઈના સુભાગ્ય જાગ્યા, મારા તો ભોગ લાગ્યા;
પ્રીતમ પ્રસંગે પ્યારા, અત્યારે અકારા, નકારા નઠારા—ક્યાં૦
ભમરો ભોગી ભટકતો કળી કળી અથડાય

પૃથુ—લલિત લલિત લ્હેજત લઈ લ્હેરી લાલ લલચાય,
મારૂં તે સારૂં માને મુરખજન, સારૂં પોતાને છે સમજે
પંડીત જન પ્યારા૦—

મલીના—કાંટો ભાંગે પ્રેમનો પછી બહુ પસ્તાય,

પૃથુ—સુખ માટે દુઃખ વેઠવાં એતો ચોખ્ખો ન્યાય,
મોહન નિહાળીએ મિઠી નજરથી
વ્હાલાને વ્હાઈએ સાચા જીગરથી—પ્યારા૦

અશ્રુ— ૪૨

પ્રીતમ એ શું તજાઓ, પ્રીત પ્યાલો પરહસઓ

રાહત—હુપ કમજાત.

અશ્રુ..............................એહેં હેં—પ્રીત૦
કરીને કરીને કરશો શું ? શું ?
શુકત—સીંહણથી શ્વાનનો સંબંધ તે શું ?
અશ્રુ—કાગને કહેથી વાઘ કાગ થાય શું ?
પ્રીત રીત છે ન્યારી,

શુકત..............................બસ કર રે લવારી;
અશ્રુ—લબાડી લવારે ખીર ખાંડ તે તજાય--પ્રી૦

સલીમ ૪૩

ચાલને રસીલી છબીલી રંગીલી લગન વેળા વહી જાય,
આવને વ્હેલી વ્હેલી અલબેલી મગન મગન મન થાય.
કોમળ કરને ગ્રહણ કરણ મધુરી મન લલચાય—ચાલ૦
રંગનું સુરંગ સુણ્યો સુગંધી કસ્તુરી માંહ્ય
સુરંગી સોને નહિ સુગંધ જગતમાં જણાય..............
આજ કસ્તુરી સુરંગી સોનું સુગંધી થાય..............
મંગળ ગીત પ્રીત રીત સકળ ગોરી ગાય— ....

સલીમ— ૪૪

દીઠી પરી નજર જે દીનથી તને મેં
હૈયું કર્યું હરણી તે દીનથી ખરે તેં;
આ પ્રેમ હંસ ચરવા નીકળી પ્રભાતે,
શૃંગાર મોતી ચરશે ચતુરા નિરાંતે.

**સલીમ**--　　　　　　૪૫

બસ બસ મારૂં મારૂં હું બન્નેને ઠાર ઠાર,

પાપીને પ્હોંચાડું પળમાંહિ જમદ્વાર,

**ફરીદ**--કહેવાની વાત, થાયે છે ઘાત, મારા સાહેબ મારા સાહેબ

નાજનીના ચપળ નયન તરતં કરત શીતળ શીતળ

હોહો હાહા મટીને, એહેહે એહેહેહે;

રંડા ફંદામાં સઉ ફસનાર

**સલીમ**--ફરીદ હું સલીમ જુદો સરદાર--બસ૦

**અશ્રુ**--　　　　　　૪૬

સલીમ શાહજાદા નથી હું ગુન્હેગાર.

સદા પ્રભુ સમાન આપને પૂજનાર;

**સલીમ**—બસ બસ કર રંડા આ પ્રપંચી જીભ તારી બંધ.

જાણ્યો શું મને પાપણી તે મૂરખ પ્રેમાન્ધ,

અશ્રુ—કહો શી પડી મારી કસુર સરકાર—

ગુરૂ તમે પઢાવ્યો પ્યાર પાઠ

હજુ ન જાણું અવર વાટ ઘાટ

**સલીમ**—ભગવતનું હવે કરી લે તું છેવટે ભજન

**અશ્રુ**—મારા તો ભગવાન તમે સલીમ સજ્જન

**સલીમ**—બતાવે ભગવાન તને મારી આ કટાર—

૪૭

મારૂં અરે કદી કરોડ ફરીદને હું

હા અશ્રુ નીરખું અશ્રુ કદી કાળરે શું ?

ચંડાળ મ્હેં ગરીબ ગાય વૃથા વધેરી,
રે મ્લેચ્છ જો વદન આર્યનું એક ફેરી—

પ્રતાપ— ૪૮

પ્રીયા આજે સફળ આશા, તમાશા શા બતાવે દશા,
વસ્યા જે સુખના સ્વર્ગે, પડે તે દુખની નર્કે;
કદી ફાંકવા પડે સાંસા, કદી ખીરખાંડ મળે ખાસ્સાં
મનોરથ મન્ન માંહી મળે, પતાસાં પાણીમાં પિગળે;
દશાનાં ગુપ્ત છે વાજાં, નહિં ત્યાં ઢોલ કે તાસાં૦

અશ્રુસાહેલ— ૪૯

દીસે હાલ થયા શા હાલ હે દયા નિધાન
ફળ પાપી પ્રસંગનું બ્હેન પામી હું નાદાન
કરણી તેવી પાર ઉતરણી થાયે નક્કી થાય
કોમળ બાળા જોગણુ બનશે–હાય ન જોયું જાય-બેની મારી
નાથ નિરંજન હાથ ધરે એ એ એકજ અંતર આશ
જોઈ જોઇ રોઇ રોઈ–નેનમાં નીર ન માય–બેની૦

અશ્રુ- ૫૭

ભોળી ભમરી શીદ મુઝાએરે મનમાં–થઈ તે થઈ
લાલચમાં લપટાએરે લક્ષ્મી ગઈ તે ગઈ
રમતી'તી રંગે કમળ પ્રસંગે
પથ્થર કમળે જઈ ભુડી પછડાઈ-થઈ તે થઇ
નગર કુવાને કહે કોઈ છીદરો કોઈ ઉંડો.

જણુ જણુની જીભ ઝાલ્યે કયાં જઈ-થઈ તે થઈ
સાચને આંચ સમજવી ન જરીએ
તું શુધ્ધ તો જખ મારે છે દુરજન-થઇ તે થઈ
હાથે કર્યાં તે હૈયે વાગે,
ધીરજ ધરી રહે પ્રભુ ગુણ ગાઈ-થઈ તે થઇ

અશ્રુ-સલીમ--                    ૫૮

કર કરૂણા હે જગનાથ રંકપર કર કરૂણાં જગનાથ
રહે સુંદરી મમ સંગાથ, પ્રેમ ભર ભરી લે બાળા બાથ
નહિં અવર હું ઈચ્છું નાથ-રંકપર૦
ઘોર અંધારૂં, ના કાંઈ બારૂં
વિશ્વ વિકટ આ વન્ન છે ગાઢું, વસે છે મોહ વેરી વાટ પાડુ
ધોળે દા'ડે પાડે ધર્મનું ધાડું, ચીલો ચુકે નરપંથીનું ગાડું
( અશ્રુ રસીલી વૈરાગ્યની વાત રહેવા દે )
વૈરાગ્ય વગર નહિ વાત-હવે વૈરાગ્ય-રંક૦
રે રે રસીલી ગાંડી ને ઘેલી, ભોગવ ભોગ ભલા ભલા ભાવે,
જોગીના ચિત્તમાં ભોગ ન આવે
કેમ ગોરી રસ રંગ ગુમાવે
ગંદા ભોગાડી ગુણીને ન ફાવે
હસું હરી શીદ હાંસી કરાવે
(હવે અડશો નહિ મને અભડાવશો, જાઓ બધું વીસરી જાઓ)
(વ્હાલી સાચી પ્રીતને વિસરાય, આમ આવ એકવાર ભેટ)
હાં હાં રખે અડતા મ્લેચ્છનાથ—જો જો રખે—

પ્રતાપ—અમર—રાણી—૫૨

જગદાધાર લીલા અપાર, પામે પાર, નર કે નાર

આ સંસાર, પારાવારનો નિસ્તાર, તું કરનાર
સુખ દુઃખને ખડકે અથડાય, જીવ ઝાઝ આજું પછડાય
પળ સંજોગ, પળ વિયોગ, પળમાં ભોગ, પળમાં રોગ
જુઓ પ્રાણાધાર, પેલા શું કુમાર
રીઝયા વિશ્વાધાર, આજે જયજયકાર
માતાજી પિતાજી પ્રેમથી પાયે પડું
અંધાની આંખડી, લાલા છો લાકડી
જયજયકાર જગમોઝાર, થેઈ થેઈકારના ઉચ્ચાર—

સઘળા— ૫૩

જય જય જય ધીરવીર શુરવીર નરવર પુરણ પ્રતાપી પ્રતાપ
નિશદિશ દશદીશ જશ છત્ર તણી છે અધીશ છપાઈ છાપ
આવાર——જયકાર——થેઈકાર——રાએ. અપાર
ઝનનનનન, ઝનનનનન, છનનનનન, થનનનનન, છનનનનન,
ધીકીટ તકધા——જય૦——
મંગળ મુરતી મંગળ કીરતી મંગળ છો સૌભાગ્ય આધાર.
ભારતવાશી ઉદાસી વિનાશી છો ગુણરાશી આ સહકાર
શાણા આ સરદાર——છાયા છાઈ અપાર
રૂપેથી, રંગેથી, કુલેથી, ફળેથી, રસેથી, કસેથી
દ્રષ્ટિની, વૃષ્ટિની, સૃષ્ટિની, કષ્ટિની, કાપીને આપી છે
લક્ષ્મી અમાપ—જય .જય—

